॥ ॐ श्री ॥

# चिदानन्देश्वराय नमः

સ્વદેશ પ્રેમી,



આર્ય મહાશય,

અખંડ કૃપાળુ માનવંતા સાહેબ ————————

માણસા નિવાસી–પ્રોફેસર-હરીલાલ ભગવાનલાલ શર્મ્મા, રમુજે ફુરસદના **સમયે** આપની મુલાકાત લેવા **આશા** રાખે છે, તો તેવી અનુકુળતાનો વખત સેવકને આપની **પવિત્ર** સેવાનો કીમતી **લાભ** લેવા સ્વદેશ, હિતાર્થની ખાતર ફરમાશ કરશો.

**લી. કૃપાભિલાષિ.**

**પ્રોફેસર–એચ–બી–શર્મ્મા.**

પ્રોફેસર—એચ. બી. શર્માનું સન ૧૯૦૧ નું કેલેન્ડર.

ધી માનુસ, આર્યોદય સંવર્ધિત ફંડના મેમ્બરોને ભેટ.

## जनवरी.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | . | ६ | १३ | २० | २७ | ... |
| चं. | ... | ७ | १४ | २१ | २८ | . |
| म. | १ | ८ | १५ | २२ | २९ | . |
| बु | २ | ९ | १६ | २३ | ३० | ... |
| गु | ३ | १० | १७ | २४ | ३१ | ... |
| शु. | ४ | ११ | १८ | २५ | ... | .. |
| श. | ५ | १२ | १९ | २६ | ... | .. |

## फरवरी.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | .. | ३ | १० | १७ | २४ | ... |
| चं. | .. | ४ | ११ | १८ | २५ | .. |
| म. | .. | ५ | १२ | १९ | २६ | ... |
| बु. | ... | ६ | १३ | २० | २७ | .. |
| गु. | | ७ | १४ | २१ | २८ | .. |
| शु | १ | ८ | १५ | २२ | ... | ... |
| श. | २ | ९ | १६ | २३ | ... | ... |

## मार्च.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | ... | ३ | १० | १७ | २४ | ३१ |
| चं. | ... | ४ | ११ | १८ | २५ | ... |
| मं | ... | ५ | १२ | १९ | २६ | ... |
| बु | .. | ६ | १३ | २० | २७ | ... |
| गु. | . | ७ | १४ | २१ | २८ | . |
| शु. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| श. | २ | ९ | १६ | २३ | ३० | ... |

## आप्रेल.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | ... | ७ | १४ | २१ | २८ | ... |
| चं. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| मं. | २ | ९ | १६ | २३ | ३० | ... |
| बु | ३ | १० | १७ | २४ | | ... |
| गु | ४ | ११ | १८ | २५ | ... | .. |
| शु | ५ | १२ | १९ | २६ | ... | ... |
| श | ६ | १३ | २० | २७ | .. | ... |

## मई.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | ... | ५ | १२ | १९ | २६ | ... |
| चं. | .. | ६ | १३ | २० | २७ | ... |
| म. | ... | ७ | १४ | २१ | २८ | ... |
| बु. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| गु | २ | ९ | १६ | २३ | ३० | ... |
| शु. | ३ | १० | १७ | २४ | ३१ | ... |
| श. | ४ | ११ | १८ | २५ | ... | ... |

## जून.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | .. | २ | ९ | १६ | २३ | ३० |
| चं | ... | ३ | १० | १७ | २४ | .. |
| मं. | ... | ४ | ११ | १८ | २५ | .. |
| बु. | ... | ५ | १२ | १९ | २६ | ... |
| गु | ... | ६ | १३ | २० | २७ | ... |
| शु. | .. | ७ | १४ | २१ | २८ | ... |
| श. | १ | ८ | १५ | २२ | २९ | ... |

આ ફંડમાં દાખલ થવાથી, મેમ્બરોને દરવર્ષે ઘણી જાતના લાભ મળશે.

કીમતી લાભ આળસથી વ્યર્થ ગુમાવતા નહીં.

મેળવતા અનાયેગ એવા જાણવા હોય તો ફંડમાં મેમ્બર થાઓ?

અસરકારક અમુલ્ય દેશી ઔષધી સસ્તેથી પ્રાપ્ત કરવી હોય તો મેમ્બર થાઓ!

**जुलाइ.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | .. | ७ | १४ | २१ | २८ | ... |
| चं. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| मं. | २ | ९ | १६ | २३ | ३० | ... |
| बु | ३ | १० | १७ | २४ | ३१ | ... |
| गु | ४ | ११ | १८ | २५ | ... | ... |
| शु | ५ | १२ | १९ | २६ | ... | ... |
| श. | ६ | १३ | २० | २७ | ... | ... |

**अगस्त.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | ... | ४ | ११ | १८ | २५ | ... |
| चं | ... | ५ | १२ | १९ | २६ | ... |
| मं. | | ६ | १३ | २० | २७ | ... |
| बु | ... | ७ | १४ | २१ | २८ | ... |
| गु. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| शु | २ | ९ | १६ | २३ | ३० | ... |
| श | ३ | १० | १७ | २४ | ३१ | ... |

**सितंबर.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र | १ | ८ | १५ | २२ | २९ | .. |
| चं. | २ | ९ | १६ | २३ | ३० | ... |
| मं | ३ | १० | १७ | २४ | ... | ... |
| बु. | ४ | ११ | १८ | २५ | ... | .. |
| गु | ५ | १२ | १९ | २६ | ... | ... |
| शु | ६ | १३ | २० | २७ | .. | ... |
| श | ७ | १४ | २१ | २८ | . | .. |

**अक्टूबर.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | ... | ६ | १३ | २० | २७ | ... |
| चं | ... | ७ | १४ | २१ | २८ | ... |
| मं. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| बु. | २ | ९ | १६ | २३ | ३० | ... |
| गु. | ३ | १० | १७ | २४ | ३१ | ... |
| शु. | ४ | ११ | १८ | २५ | ... | ... |
| श. | ५ | १२ | १९ | २६ | ... | ... |

**नवंबर.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | ... | ३ | १० | १७ | २४ | . |
| चं. | .. | ४ | ११ | १८ | २५ | ... |
| मं. | ... | ५ | १२ | १९ | २६ | ... |
| बु. | ... | ६ | १३ | २० | २७ | ... |
| गु. | ... | ७ | १४ | २१ | २८ | .. |
| शु. | १ | ८ | १५ | २२ | २९ | .. |
| श | २ | ९ | १६ | २३ | ३० | ... |

**दिसंबर.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| र. | १ | ८ | १५ | २२ | २९ | ... |
| चं. | २ | ९ | १६ | २३ | ३० | ... |
| मं. | ३ | १० | १७ | २४ | ३१ | ... |
| बु. | ४ | ११ | १८ | २५ | .. | ... |
| गु. | ५ | १२ | १९ | २६ | ... | ... |
| शु. | ६ | १३ | २० | २७ | .. | ... |
| श. | ७ | १४ | २१ | २८ | ... | ... |

ઉમદા અગત્ય પુસ્તકો જોવાં હોય તો મેમ્બરથાઓ!

ઉજાગરા કરતાં જોયું ભલું. સાથે કંઇપણ આવવાનું નથી. હાથે તેજ સાથે, આબેહુબ માણુસની માફકજ વાતચીત કરતું તથા ગાયન કરનારૂં.

## ☛ સાંભળો ? ફોનોગ્રાફ યંત્ર સાંભળો ?

સોંઘું ભાડું ને સીધપુરની યાત્રા, માત્ર ઘણીજ જુજ કીંમત રાખી છે, એક ગાયનનો માત્ર એકજ પૈસો, એકદમ સામટાં બાર ગાયન એકજ માણુસ સાંભળે તો બે આના, ઘરકુટુંબ અને ખાનગી મીજલસમાં તમામ ગાયનો સાંભળવા માટેની ફી રૂ. ૧) એક પોતાનાજ અવાજની નકલ ઉતરાવી તે સાંભળવાની ફી રૂ. ૧॥) દોઢ વધારે ખુલાસો રૂબરૂ મળી કરવો.

આવું ઉમદા યંત્ર સાંભળ્યું નહી તેનો જન્મારોજ વ્રથા જાણુવો, દીલને ખુશ કરવું હોય. મનને આનંદ પમાડવો હોય, તબીયતને આરામ આપવો હોય, અને શોકસાગરને દુર કરવો હોય, તેમજ ગમે તેવી ગમગીનીમાં પણ પેટ પકડી હસવુંજ હોય તો આ ફોનોગ્રાફ યંત્ર અવશ્ય સાંભળો ? હરકોઈ ભાષામાં, વાતચીત ભાષણો, ઉસ્તાદોને પણ ટકર મારે તેવાં દીલ પસંદ રમુજી ગાયનો તાળ, સુર અને વાજીંત્ર સાથે નાટકનાં પ્રખ્યાત ગાયનો, ગરબાઓ, ઉસ્તાદી ચીજો, રમુજી ફારસો, વીગેરે ઘેર બેઠાં તમારે નજરેનજર નીહાળવાં હોય તો, આ ફોનોગ્રાફ યંત્રની મુલાકાત જરૂર લ્યો ? ગમત સાથે જ્ઞાન અને જુજ ખરચમાં કીમતી નવાઇ ભરેલી મજાહ મેળવવી હોય તો એકવાર પણ આ યંત્રની દોસ્તી કરવાને તમે કદી પણ ભુલતા નહી. પૈસો તો આજ છે અને કાલે નથી. પણ ગયેલો વખત અને મેળવેલી રમુજ કદી પણ પાછી મળનાર નથી,

આવા અજાયબ યંત્રની શોધ અમેરીકાના પ્રખ્યાત ન્યુયાર્ક શહેરના એડીશન નામના મહાન ફીલસુફે લાખો રૂપીયાનું ખરચ કરી મેળવી તે માટે પોતાનું નામ અમર કીધું છે, આવા પરોપકારી વીર શોધક પુરૂષોએ આટલું મોટું ખરચ અને અમુલ્ય વખતનો ભોગ આપી તેમાં મહા મુસીબતે પણ આખર જય મેળવ્યો છે, તો શું ? આપણે તેના કીમતી ઉપયોગી હુન્નર અને કારીગરીનું અવલોકન કરવા માટે એક જુજ ખરચ માટે કંજુસાઇ રાખીશું ? અને કદાપી એમ રાખીએ તો પછી મનુષ્ય જીંદગીનું સાફલ્ય શું ? તે આપ વિચારો તથાસ્તુ ? આમીન, આમીન.

પ્રો. એચ. બી. શર્મ્મા.



PRO. H. B. S.

PHONOGRAPH. NO. H. 24367

## વીણાવેલીનો ગરબો.

ચાલ્ય સખી ચાલ્ય સખી ચાલ્યજો, ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા:
જોને પ્રેમ ઘેલી ભુમીનાર દેદાર, જોને ડોલે સૃષ્ટી આનંદમાં. ચાલ્ય.
ધન્યધરા સુંદરી તને, ચતુરચંદ્ર તુજ કાન્ત;
શાન્તિ પાઠ પઠાવતો, સાધીને એકાન્ત.
ધરણી પડી પતિને પાય, શિક્ષાશીરે ધરેરે;
ગુણિયલ ગોરી પતિગુણ ગાય, શાન્તિ ચિત્તે રમરેરે.
ધરાને બહેન ધરતી માતાનુ કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસાર સુધારસપાન ધરણી;
ચંદ્રે સુખે ચીડાઇને તારાનાં મુખ સ્યામ,
સદગુણી સુખ ભાળીને રમે દુષ્ટના રાગ.
સખી જેને પતિનુ માન, તેના ગાંધર્વ ગાગે ગાન:
પામે દેવી સમાન સન્માન, રમે રામા રસીક લઇ તાન.
ધરણી નાર સમ ગૃહણીઓ, સેવે સ્વામી પાય;
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જય જય ત્યાં ઉચરાય ધરણી.

## વીણાવેલી બાવાનો ફારસ.

જોઇ લેજો જગતના બાવા, છે આજ કાલ જે ચાવા;
ધરે ભેખ ધુતીને ખાવા, જ્યાં ત્યાં હાવાને હાવા.
જોબનવંતી જળભરતી, ત્યાં જાશે બાવા નહાવા;
રાંડીરાંડના ઘરમાં પેશી, બાવા બેસે ગાવા.
બાઇબાઇ લાગે તાળ બજાવા, બાઇ અને ભજન સંભળાવા. જોઇ.
વિરલા ભેખ ધરે છે બાઇ, ભગવત ભેટો થાવા;

બહુતો બાવા મોગા માટે, કે ભામાને ભરમાવા. જોઇ.
નારીને નીરખીને લાગે, બાવા નેન નચાવા;
મસ્ત થઇ મહાલે પર પૈસે, ક્યાં જાવુંછે કમાવા. જોઇ.

## અશ્રુમતોનો ગરબો.

શું નટવર વસંત થૈથૈ નાચી રહ્યો, નાચી રહ્યો જગ નચાવી રહ્યો. શું
કોયલ મધુર મોરલી બની, છેડે નટવર કાન;
વિરહ ઘેલી ગોપી ઘણુ, તજી નીકળી અભીમાન:
રસિઆ વિનાની બની બાળાઓ બાવરી, લેણુ વસંત ચિત્ત.
વિંધી ગયો. વિંધી ગયો વિંધાઇ ગયો. શુ નટવર.
શીતળ સુખકર પવનની લહેર ઘુમે ચોપાસ;
જાણું રાધા કૃષ્ણજી, રાસ રમે છે ખાસ.
વિધવિધ પંખીનાં વેણુ, ઘુઘરી ઘમકેરે;
માંહી માંહી મેનાના નાદ, ઝાંઝર ઝમકેરે.
નવ પલ્લવ વાઘો ધરી, પચરંગી શીર પાઘ,
ફાગ લાગ સાથી રમે, મદનરાજ મહાભાગ્ય,
લહેરી લાલાથી રમે લલના ઓ લાડમાં પ્રિતી ગુલાલ લાલ.
છાઇ ગયો, છાઇ ગયો છવાઇ ગયો. શું નટવર.

## રાગ માઢ.

મારી જીંગી કેશર લો, હાંરે મારી જીંગી કેશર લો; મારી,
દુધે ભરી તલાવડી ને, મોતીડે બાંધી પાળ.
આશક ધોવે ધોતીયાં, માશુક સુકવે બાલ. મારી.
સાંજ પડે દીન આથમે, માલણુ લાવે ફુલ.
ફુલ તારાને શું કરૂં, મારૂં જોબન જાય ભરપુર. મારી.

## સરદારબા-ગરબો.

ગાજે ગગન ઘરરર ગગન ઘરરર ઝબકે વીજળીઓ ઝરરર.
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીનાં ચિત્ત ચરરર.
બીની બાળા હાય અરરર, સ્વામી સોડે પેસે સરરર-ગાજે.
હરીયાળી ભૂમિ ભલી, હરીયાળાં વળી વન,
હરીયાળું સંજોગમાં.
અરે વિરહે ઉડે અગનરે સજની, મદન પીડા કયાં, કહીએ,
બાળા રહીએરે મનમાં મુઝાઇરે સજની-
નદીઓ ખરરર નાસતી, સાગર સ્વામી પાસ-
મોર મયુંરીને મળે-ચટપટ લાગેરે આવે સમે ભોગી ભેટવારે.
માતાજી મ્હેર જો કરે, કુમારી કોડે કરગરે, મચ્યો મદન મહા વીર,
મદન મહાવીર-થઇએ માતાજી અમે થરરર-થઇએ થરરર.
અરે અરરર-ગાજે.

## ત્રિવિક્રમ-ગરબો.

પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે, શોભે રજની સુંદર શી આજ.
હેને રમીએ સંગાથે સૈયર આપણેરે,
સૈયર કંકણો સોનાનાં કરે ધર્યાંરે, માંહે જડીયાં છે નિલમ મણી નંગ-હેને.
મળીઆં આજે આપણે, પરી શોભ શણુગાર.
કર કંકણુ ચુડી ચમક, ચંદ્ર તેજ એક તાર,
હીરા રત્નથી જડીત ઉરહાર છે રે, મોતીગુચ્છ લળકેછે બાજુબંધ-હેને.
અંબોડા ફુલે જડયા, સરસેંથે હિંગુળ;
કીધા કુમકુમ ચાંદલા, મુકતા માળા ઉર.
આરસપારસમણી જડેલો ચોક છે રે, તેમાં રમતાં ત્રસતાં હૈયે નણુદલવીર. હેને.
પેર્યા ઝાંઝર પ્રીતથી, ઝણુણુ કરે ઝણુકાર.

ફરીએ સૈયર ફુદડી, આ રજની મોઝાર,
સખી વેલીઓ ફુલી વિધવિધ ભાતનીરે, તેનો આપે છે શી સુંદર સુગંધ. હેતે.

કથા શિયળની સાંભળી, પ્રિતમ ઉપર પ્રેમ;
વધ્યો સખી વિરહી થઇ, મળે ત્વરાથી કેમ.

પુનાગ ચાંદની ખીલી પુરી અહીંરે—

## ચુરણવાળાનું ફારસ.

૧ મ્હેતો દીલ્લી શેરસે આયા, ઉમદા ઉમદા ચુરન લાયા,
જીસને માલ હમારા ખાયા, વ્હોતો બેહદ લેજત પાયા,
૨ ચુરણ વાળો છે ઢમઢોલ, એનો માલ પોલંપોલ,
એનો સાચો નહી એકે બોલ, એતો જાતે જુઠો ડોળ,
૧ મેરા ચુરન જે કોઇ ખાવે, વોતો પઠ્ઠાસા બનજાવે,
બોજ્ન સો મનકા ઉઠાવે, સારી દુનીયાંકુ ડોલાવે,
૨ એનુ ચુરન જે જન ખાશે, તેતો ટેંટા જેવો થાશે,
નહિ ગળાશે કે હલાશે, જલદી જમપુરીમાં જાશે,
૧ ગલબે ચુપરે રે બદમાસ, તેરા નાક લઉંગા કાટ,
ગિનગિન જુતી મારૂ સાત, આજા આજારે કમજાત,
૨ ચુપરે ચુપરે કમજાત, મુક લાંબી ટુંકી વાત;
નથી જોયા મરદાંના હાથ, મારી લાત કાઢું ભાત,
૧ ક્યા દિખલાતા હે હુશીયારી, દેખો બેટ્ટાકી પ્રીસીયારી
બાપ જીસકા હે ભીખારી, માતો ભઠીયારી બીચારી,
૨ હજી હજામજી છો કાચા, ૧ સુન બે મેં હું તેરા ચાચ,
૨ નીશા બાજીમાં ચકચુર, ચલબે ઉલ્લુ દુર દુર,

**વિષયા, ચંદ્રહાસ ગાયન ૧૮.**

ડરમાં તું દિલસાથ છોકરા, ડરમાં તું દિલસાથ,

તુને કોઈન ગારે લાત, છોકરા, ડરમાં.
તુને સંભાળુ પ્રીતિથી પાળું, ચાલ તુને મારા મહેલ દેખાડું.
ઘરેણાં વસ્ત્ર સારાં સારાં કાઢું, ચાલતું જો મારા મહેલનાં ચિત્રો,
રમકડાં રૂડાં ન્યારાં વિચિત્રો, ચાહ્યો આવ, બીમાં, ચાલ હું ભેળીછું;
મારે કેવાં છે કંકણ હાથ, જો જો ગારે કેવાછે કંકણ હાથ–છોકરા,

**ચંદ્રહાસ—**
તમે માયાળુ દિલ દયાળું, સૌના કહ્યા વિના હું નહીં આવું,
માત પિતા તમ ભ્રાત કોપાવું, વિષયાજી એ હું સત્ય કહાવું;
નાના નહીં હું તો ત્યાં નહીં આવું, મને ના વળગો,
જાઓ તમારે મારૂ શું કામ છે, તમે મુકોને ગારો હાથ, છોકરા,

**વિષયા—** **ચંદ્રહાસ ગાયન ૪૯.**
થયાછોરે પતિ તેજ પ્યારી તનના, ઉર હસી વરી આજે,
છેલ છબીલા રૂડા રંગીલા રાજપુત્ર પ્રખ્યાત;
જોયા બાગે, અનુરાગે, ચિત્ત લાગે, કયગ ત્યાગે,
પ્રભુ તે વખતે મેં તનમન તમને અરપ્યું થઇ રાજી–થયા.

**ચંદ્રહાસ—**
કૃષ્ણ કૃપાએ તમેજ મળીયાં દિલમાં જે ચિત ચાહ,
નોતું નકી, નોતી વકી, નિશા પકી વિધિ લખી;
પિયા ઉત્તમ તન બની ઠની, દેવ સુંદરી પદમણી મળી આજે થયા.

**વિષયા—**
ગહેલ જતાં તેદિ તરછોડી, હવે ન મુકું હાથ;
ચાલો આવું મન ભાવ્યું, કેમ નાવું, પ્રિય કહાવું.
હવે હાજરછું તનમનધન દેવા, જેમ પ્રેમ છાજે થયા.

**ઉમાદેવડી ગરબો ૮.**

રૂડી રઢીઆળી રાત (૨) ચાલોને રમવા ચતુરા ચોકમાં,

લાગે રૂદય રળીઆત (૨) આનંદ લહેકે છે ત્રણુ લોકમાં;
મહાલે મદન જોબન વનમાં,—લાગી તાલાવેલી તનમાં,
આવ ચાલો ચોકમાં–રૂડી.—
જુએ ચકોરી ગાભરી, ચંદ્ર ઉદયનો ઘાટ,
વીરહે વ્યાકુળ વલ્લભા, વ્હાલાની જુએ વાટ;
રતીરસ રમણીઓ બની રંગરાતી,
નણદીના વીરા વિના છાતી ભરાતી.
જેને વીતી જગતમાં તેપર પીડા જાણુ,
સાકરના શોખીનને ભુખ્યાનું નહી ભાન:
શીદ સતાવોરે સલુણા સુંદર શીદ સતાવોરે,
પ્યાલો ધરીને પાસે, વ્હાલા ટળવળાવોરે.
લાજન આવેરે ઠગારા, ચદર લાજ ન આવરે,
નારી નિસાસાનો સાગર નાહક ખળભળાવોરે;
આશા સાગરમાં મુકયું, શ્યામ સમાગમ નાવ,
પાર પલકમાં પહોંચવા, દીનાનાથ દે દાવ.
જુએ વ્હાલાની વાટ, બાળાઓ બેસી ઘરના ગોખમાં,
આવ્યા પીયુ પ્રભાત, ઝાંઝર ઝણુણ, ઝમકયાં ચોકમાં.—

---

## વીણાવેલી ગાયન ૩૨.

સુંદર શામળીઆ, નામ જપીશ નીત તારૂં. સુંદર.
મનહર નામળીઆ, કાશી કરવત ધારૂં. સુંદર.
શામળા શણુગાર હમારા, કાળજું હર્યું કામણુગારા;
વીનવે કરગરી દીનદારા, દર્શવો દીલદાર તમારા,
કયાં હું કહું દુઃખ મારૂં. સુંદર.

આસ પાસ નહી વાસ નીહાળું, અહલ ત્રિભુવન ભાસતું કાળું;
નીરખુ નહી કદિ મુખડુ રસાળુ, જઈ હિમાલય ગાત્ર હું ગાળું,
શાક્ષી દેવદયાળુ. સુંદર.

### મુળરાજ સોલંકી ભૈરવી તાલ ત્રીતાળ.

સનનન સોહે સાવરીયા શામ,
પ્યારે પ્યારે નયનો પે વારી વારી જાઉ. સનનન.
એકતો ડાલે પીયા મુખડેપે આંચલ, દુજે દીખાવે ઉંગલીયાં રામ;
તીજે ભરે મેરે છતીયાંપે ચુટકી, કયા જાદુ ડારે ગુજરીયા શામ. સનનન.
તાકજગાવે મોરાજીયા લુભાવે, નયનોકી ડારે પતંગીયા રામ;
જાઓ હટોજી મોરી બહીયાં ન ગરોરો, છોડો હમારી ડગરીયાં શામ. સનનન.

### ચતરા બકાવલી કાલીંગડો તાલ દાદરો.

ન બોલો તારા તારા વો તારાહ એ ન્યારા ન બોલો તારા તારા,
વો આંખોકા તારા નસીબોકા તારા ખુદાને ઉતારા. ન બોલો.
ચંદર પે દાગ કારા સુરજહે આગસારા ચંદર સુરજસે પ્યારા,
નસીબોકા તારા ખુદાને ઉતારા. નબોલો.
સાફ કહે દુંગીજો પુછેગા કોઇ હશ્રકે દીન,
મએ ગુન્હેગાર નહીહએ, એ ગુનેગાર હએ આંખે;
મજનુકો દેખીએ લએલાકી આંખસે,
વામીકકો દેખીએ ઉજરાકી આંખસે. નબોલો ત [illegible]

### ચતરા બકાવલીનું ગાયન રાગ મલાર.

રાજીન્દર રીમ ઝીમ ઝુમ ઝુમ સનનનનનન દેવે નાહિર જર.
સીમ જાનના કદરે દાની-રાજીન્દર,
ડામી ધુમ ડાલીધુમ સનનનનનનન, હરાભરા આના.

છીમેલ મીલાના, સરગમ હરદમ ગાવે બજાવે. દોચન્દ:
બાપાબા કિડ કિડબા કિડ કિડબા કિડ કિડબા. ચટપટ ગિન્ના,
કિડ કિડબા મદ્દથા ચગકત દિસજ દગકત જગ બીરહમ;
બડેજગધર–બડે જગધા, રાજીન્દર,

## ચતરા બકાવલીનું ગાયન રાગ ભૈરવી.

કોઇ રબકી મરજી કયા જાને, દુનિયાં મતલબ આપના જાને,
જો જીસપર બિપતા બીતીહે વો જાને, યા મૌલા જાને. કોઇ.
જો મેં જાતું તું કયા જાને ફરમાયા ઇંદર રાજાને નુરીમે નુર,
સમાજાને આદમકો આદમ પાજાને, જબ રંગમે રંગ મીલા જાને;
તબ તનસે સંગ છુટા જાને–કોઇ.

## હામાનનું ગાયન રાગ માલકોશ.

કરંમ કર મેરે હાલપર એકરીમ, તેરા નામ રહિમાન હૈ ઔર રહીમ,
તુંહી દોનો આલંમકા સુલતાન હે, જહાં મેંનુગાયા તેરીશાંનહે;
ફના હોને વાલા હૈ સબ કારોબાર, રહે નુર તેરા સદા અ.શકાર,

## અલ્લાઉદ્દીન.

હમદમ આવોરે, ધાવો મીલકરસબ સાહેલીયાં ( ૨ )
એ ખ્વાબ કૈસા પુરગમથા, ડરડરજીયા મોરા કંપે ગન ગબરાવ;
દોડો દોડો મીલકે સારી, મેરે દીલકી બે કરારી.
દેખો બાલો બારી બારી, સાલીઓ કીધર ગઇ, ધડગઇ, મરગઇ;
સત્રણી કીધર ગઇ, કોઇ હએ કે નહી, કીધર ઉડજ ગઇ.
સારે ઘરમે આયે નજરમે કોઇ નહીરે. હમદમ.

## અલીબાબા ચાલીસ ચોર રાહ ઇંગ્રેજી.

બહાદુર જંગી સારે નંગી મ્યાન કરો શમ શીર,

જવાન સંગી હવે ઉમંગી રંગી આલમગીર;
બાર્છી બાલા ખંજર બીછવા ઢાલ કમાનો તીર,
માલ ખજાના જે વર ગહેના રખના બાતૌકીર.
સબ બનજારે હમને મારે રાહરવા એ પીર,
દેવ બાશરકો શેર બબરકો દમમે ડાલે ચીર;
પારસ લનડન અરમન જરમન મુલતાનો કશગીર.
ફીરતે દરદમ રૂસાતગસે હમ જંગલ હમે નગીર.

## ચતરા બકાવલી રાગ પાલુ.

જબકે કલનદર બનબન ફીરકર બન્દર લેકર આતે હેંએ,
તાલી બજાના નીશદીન પલછીત બન્દરકો બતલાતે હએ:
તુને આકર કયું દીખાયે મોહેબંદર વાકે ખેલ,
બોલે બાલે મનકો ન ભાયે તેરા ખેલ,
ઇન્સાનોને કએસે પાયા હએવાનોકા મેલ તુને.

## વાણિયાનુ રસુજી ફારસ.

જુઓ ભાઈ જુઓ આ વાણિયાનુ ફારસ અને ગમ્મત.

હાય હાય આ હું સોળ વરસની સુંદરી અને આ વાણિયો ઘરડો ટ-રચો મારો તે ભાવ કેમ જાશેરે બાઆપ આવી, રીતે મારાથી ખમા-યકે, માટે લાવ જોઉં કંઇ ઉપાયતો કરૂં, હાય હાય આવ્યા આતો આવો આવો કોણ ? સ્વામી, રાંડ તારા રાખેલાનું વૈદુ કરે છે કે મારૂં આતો જો મારા રોયાને ઝેરનું પાણી પાઇ દીધું એટલે પછી નીરાંત પછી મારા યારની સાથે મોજ કરૂં આ રાંડ જાણતી નથી કે વા-ણુયા બાઇના ઝપાટા કેવા છે રાંડ તારા રાખેલાને કયારનોએ મારી નાંખ્યો છે, એ ઘરના ખુણામાં પડયો, રાંડ ઘ જોનો ખરી, મારા રો-

યાને ઝેરનું પાણી પાઇ દીધું એટલે પછી પોબાર, ગરી જશે, માટે ચાલ હું જરા જઇ આવું. આ રાંડ ધારે છે કે, આ રોયો મરી ગયો, પણ જાણુતી નથી કે બંદા સૌથી ખંદા છે, હા માટે લાવ જરા ગરી જવાનો ઢોંગ કરૂં—આતો મારો દીકરો મરી ગયો, માટે ચાલ હવે મારા રાખેલાને શોધી આવું, હાશ ઓ મારી બેટી, તારા રાખેલાને જરા શોધવાદે મારે બદલે પેલાને મારી નાંખ્યો છે. લાગ એને સુવાડું હાય હાય આતો મારો રોયો મરી ગયો, માટે જરા ચાલ એનું કંઇ ઠેકાણુ કરી આવું, હાશ હવેતો તાઢકવળી, જેથી લાંબી સોડ તાણીને સુનો, મને ઘણા દહાડાની દાઝ હતી, મારમાર તારા બાપને માર, મારમાર તારા ભાઇને માર, હાયહાય હાય પ્રાણ એતો તારો ભાઇ,—એતો તારો બાપ હાયહાય આતો મારો ખવાસ એતો તારો બાપ હાયહાય હવે શું થશે રે બાપ હાયહાય હવે શું થશે રે બાપ હવે હાડ઼ થશે એધણી ધાવણાને માંટી માના જણ્યારે એએ—ઓયરે મારા બાપ તમે મારા ઘરમાં બરરી ને ચુરમુ ખાઇ જતાતા દીકરા. ખરાકે ? ઓયરે મારી મા, તમારા વિના મારી રાતો કેમ જશે રે બાપ હાય હાય હવે શું કરૂં હવે ગારે કોની સાથે જવું તારા બાપની સાથે જા મારી બેટી આતો મારો રોયો મરી ગયો ચાલ એનુ કંઇ ઠેકાણુ કરી આવું, પછી શેઠાણીને શોખ કરવો હશેને તો ઘણાએ સુંદર શોખીનો છે હાયહાય હવે શુ કરૂં ઉભી રહે ઉભી રહે તારી માની રાંડ મારૂં મારે તારૂં નાક કાપી લેવું છે હાય હાય હું ભુલી રાંડ તારે હુંએ ભુલ્યો—છેવટે કજીયાની સલાહ અને એક સંપ.

## ફારસ નંબર બીજો N. 2.

રમુજ સાથે ગમત અને હાસ્યરસનો ભંડાર—સાંભળવા લાયક.

## ઈંગ્રેજી—મડમ ( લેડી ) નું ગાયન.

પીયાના વાજીંત્ર સાથે લેડીનું ઈંગ્રેજી ગાયન મધુર અવાજ સાથેનું.

## લાવણી, તાલ દાદરો.

બાઢની અસલ ગત લાવણીની નરઘાંના તાલ તથા વાજા સાથેનું.

## મુંબઇ નાટક કંપનીનું ગાયન.

હીંદુસ્તાની રાહમાં ઘણુંજ સરસ—તાલ સુર અને,
પલટાથી વાજા નરઘાં સાથેનું સાંભળવા લાયક.

## ચતરા બકાવલી—બરવો તાલ ત્રીતાલ.

અએસે ધોકાદેને વાલે મેને લાખો દેખે ભાલે—અએસે.
અએસે ચાલાકીસે આને વાલે, બે બાકી દીખલાને વાલે,
ચાલોસે ફુસલાને વાલે, જાલોમે ફલઝાને વાલે—ધોકા,
અએસે અપનેજીકો બહેલાનેકો, પહેચ્છાનેતુ પહેચ્છાનેતુ.
મરે જીપે બીતીહએ વોહ, કયાજાને તુ કયાજાને તુ.
છોડો છોડો અએરી બાતે, કરતી હએતું કએસી બાતે
સમઝા અએસી તએસી બાતે, જએસી તું હએ વએસી બાતે. ધોકા
અએસે રાજાજીકી આબાદીકો, ગએરત નગરી પહેચ્ઝાને થા,
અએસે ઉસ્મે જઓહર નીકલે, કયા જાનેથા કયાજાનેથા,
તઓબા તઓબા બારી તોબા, કએસી હએ અહેખ્વારી તઓબા,
કએસી અરે બીમારી તઓબા, કરતા હુસઓબારી તઓબા,
દેને અએસે દમ તેરે દાઓ સમઝે હમ મુઝેહ દેસકે નગમ,
તુજેહ જાનતા હુકમ, અજી જાઓ જાઓ દેખો ભાલો,
મુહમે પાની ભરને વાલે ધોકા.

## સ્વદેશ પ્રેમી આર્ય મહાશયો ?

### જરૂર વાંચો ?

જો તમારે મેજીક ( જાદુ ) ના ખેલો કરતાં શીખવું હોયતો, બીજા અન્ય સ્થળે રખડી પૈસા અને વખતની ખુવારી નહીં કરતાં થોડો સમય, ઓછુ ખરચ, ખરૂ પ્રયોગ અને સીદ્ધ હુન્નર તથા અજાયેબ ચમત્કારોનું ખરીજ રીતે અવલોકન કરવાનો શોખ હોયતો પ્રથમ અમારીજ મુલાકાત લેવાને ચુકતા નહી. જેથી તમને ઘણો લાભ થશે, મને ઘણાં વરસથી દેશી તેમજ યુરોપીયન વીગેરે પ્રોફેસરો જાદુગરોના ખેલો જોવાનો તથા જાતે અનુભવવાનો તેમજ અનેક જાતના હુન્નરો, ઔષધી ક્રીયાનો વીગેરેની માહીતી મેળવવાનો શોખ બચપણથી અતીશય હતો, જેથી મારા પિતાશ્રીના હયાતીના વખતમાં તેમજ આઠ દસ વરસથી મેં પોતાની જાતે ઘણાએક જાદુગરો પ્રોફેસરો તમાસગીરો તાંત્રીક ફીલસુફો, ખેલાડીઓ, અને બીજા ઘણાએક હુન્નરોના ઉસ્તાદો પાસેથી ઘણીક જાતના હુન્નરો, પ્રયોગો રમવાના પાનાના ખેલો રૂમાલ, પેટી, કરંડીયા વીગેરે સામાનથી થતા જાદુઇ ખેલો, વીજળી રસાયણ આકર્ષણ, મેસમેરીજમ, હાથ ચાલાકીથી થતા અજાયેબ હેરતભરેલા અખતરાઓ વીગેરેની ઘણીએક માહીતી મારી આજ લગીની ઘણીએક પેદાસનો પૈસો તથા અમુલ્ય વખત અને મહેનત કામે લગાડી મેળવી છે, અને તેને સંપુર્ણ રીતે આર્ય બધુઓમાં પ્રસિદ્ધ કરવાના ખાસ હેતુથી રાજા રજવાડા અને ગુજરાત તેમજ હીંદુસ્તાનના પ્રખ્યાત શહેરોમાં પણ અનુકુળતાના સમયે બહાર નીકળવાનો પ્રયાસ પણ ચાલુ કીધેલો છે, વળી કેટલાક ખેલો અને હુન્નરોનો લાભ દેશી બંધુઓને આપવાના હેતુથી કેટલાંક વરસથી મેં ધી ઇન્ડીયન જાદુગર ભાગ-૧-૨-૩ એમ

અનુક્રમે ત્રણ ભાગ બહાર પાડયા છે તેમ હવે પછી જાદુગરનો ચોથો ભાગ પણ છપાવી પ્રસીદ્ધીમાં લાવવા, મારી યોજના છે.

આ પ્રમાણે જાદુગર ભાગ ૧ લો કીમત રૂ ૧॥ તેમાં રસાયણ ક્રીયા ઔષધી ક્રીયાના અજાયેબ પ્રયોગો તથા જુદા જુદા એક હજાર ઉપરાંત ઉપયોગી હુન્નરોનો સંગ્રહ તથા ગણિત વિદ્યાના સેંકડો અખતરા અને સાધારણ ગંજીફાના થતા ખેલોનો સમાવેશ કીધેલોછે ભાગ ૨ જો કીમત રૂ ૧॥ ઈંદ્રજાળ--મંત્ર–તંત્ર–જંત્ર. ઉડીસ–ડામર. દત્તાત્રેય આદીક પ્રખ્યાત ગ્રંથોના પ્રયોગો મંત્ર વિધી સાથે બતાવેલાછે તથા ભાગ ૩ જો કીંમત રૂ૨) એ એમાં મારણ મોહન ઉચ્ચાટન વશીકરણ આદી પ્રગોગો બગલા મુખી છાયાપુરૂષ આદિકનું સાધન વિધી સાથે માહેશ્વરી તંત્ર, પક્ષી, શબ્દજ્ઞાન, ગારૂડી ભુવા મદારી વીગેરે ના ૪૦ ખેલો ક્રીયા સાથે. ક્રોમોપથી. રંગથી રોગ મટાડવાની વિદ્યા, ઔષધી પ્રયોગો, અજાયેબ અખતરાઓ અને છેવટે કળિયુગાચાર અને તાંત્રીક રહસ્ય વીગેરેના વિષયોથી આ ગ્રંથ નવ પ્રકરણમાં પુરો કીધોછે ત્રણે ભાગ મંગાથે મંગાવનારને રૂ ૩) ત્રણથી મળશે એ રીતે ત્રણે ભાગમાં ઘણીક જાતના હુન્નરો, અજાયબી પ્રયોગો. અને મંત્રતંત્ર વિદ્યાના પુષ્કળ પ્રયોગો આવી ગયા છે તો પણ એ ત્રણે ભાગમાં મુદલ આવેલા નથી તેમ આવવાના પણ નથીજ એવા કાઇ પણ સાદા ગંજીફાથી થતા તેમ જુદા જુદા સામાનથી થનારા અદભુત અને ચમત્કારીક ખેલો અને પ્રયોગો મારી પાસે ઘણાએક ખાસ તૈયાર કીધેલા છે, જેને પ્રસીદ્ધીમાં મુકવા માટેની મારા ઉસ્તાદ તરફથી સખ્ત મનાઇ અને પ્રતીજ્ઞા લેવામાં આવી છે કારણ આમ કીધાથી તેમજ બહાર પાડવાથી તે ખેલોનું પ્રાબલ્ય કમતી થઇજાય તેમ મેજીક જાદુના ખેલોનો ધંધો કરનારાઓને તેથી ઘણુંજ નુંકશાન થાય એવા કારણથી માત્ર જે કોઇ શોખીન અને કદરદાન માણસો

ખાનગી શોખની ખાતર અથવા જાદુઈ ખેલોનો ધંધો કરવા માટે શીખવા યા સામાન લેવા માગે તો તેમની પાસેથી અમારી ખરી મહેનતનો વ્યાજબી બદલો લઈ તેમને માત્ર તે ખેલો શીખવવામાં તથા આપવામાં આવશે અમારા માનવંતા સ્વદેશ પ્રેમી આર્ય બંધુઓ આવા કીમતી હુન્નરનો અમુલ્ય લાભ મેળવવાને ખાસ પોતાનું ધ્યાન જરૂર આપશો, વધારે ખુલાસો મેળવવા માટે રૂબરૂ મળી અથવા મળી પત્ર લખી ગાદોબસ્ત કરવો

**મેજીક પ્રોફેસર એચ. બી. શર્મા.**

## મીસ, સોફીનો હવામાં તરતો દેખાવ યાને અધર પરી.

## AERIAL SUSPENSION વાતાવલબન.

ચમત્કારી અદ્રશ્યશ્રી કીમત રૂપીયા ૫૦) પચાસ.

આ ખેલ આપણે ઘણી વખત ઇંગ્રેજી ખેલાડીઓના હાથે થતો જોઇએ છીએ, અસલના વખતમાં આપણા દેશના ખેલાડીઓ આ ખેલ કરતા હતા પરંતુ તેનો સઘળો ભેદ ગુપ્ત રાખતા. આ ખેલ પ્રખ્યાત ખેલાડી મી. રોબર્ટ હોડીએ તેનો સઘળો ભેદ મેળવીને ઇસ્વીસન ૧૮૪૯ માં પ્રથમ નવાઈ જેવી રીતથી જાહેરમાં મુકયો હતો, તે વખતે ઇથર નામની દવાની શોધ નવીન થયેલી હતી અને તેનામાં બેહોશ કરવાનો ગુણ લોકોને ઘણી અજાયબીમાં નાંખતો હતો જેથી ઉપરના ખેલાડીઓએ તે વાતનો લાભ લઈને એવું જાહેર કીધું કે !

તેણે અદરકુ દવામાં બીજો નવાઈ જેવો ગુણ શોધી કાઢયો છે અને તે એ છે કે તે દવા અમુક સ્થીતિમાં સુંઘાડવાથી સુંઘનાર માણસ ઉપર ગુરૂત્વાકર્ષણની શક્તિ ચાલતી નથી અને તેથી તે માણસ તેટલા વખતને માટે વાયુની માફક હલકો થઇ જાય છે આ વાત સાબીત કરવા માટે તે પોતાના દસ વરસની વયના છોકરાને લાવી એક પથર ભરેલી

શીશી પરંતુ તે ખરેખરી ખાલીજ હતી તે સુંઘાડતો જેથી બહારના દેખાવમાં ફકત એક લાકડી તેની બગલમાં ઉભી રાખી તે ઉપર છોકરાને લાકડીને કાટખુણે આડો સુવારતો, છોકરાને ઇથર સુંઘાડયોછે એમ બતાવવા માટે પડદાની પાછળ બીજા માણસ પાસે એક ગરમ વાસણમાં ઇથર રેડાવતો જેથી તેની વાસ જોનારા માણસોમાં ફેલાઇને તેમને ભુલ ખવરાવતી, આ ખેલાડીએ જાહેર ખેલ કરવો મુકી દીધા પછી ઘણા દીવસ સુધી તે બંધ પડયો, અને ત્યાર બાદ વિલાયતમાં પ્રોફેસર સીલવેસ્ટર જે ઉલુના ફકીર નામથી ઓળખાય છે અને યુરોપમાં દી. વીસરી–તેજ ખેલ નવા રૂપમાં કરવા લાગ્યા. એક સારા બાંધાની જુવાન છોકરીને અધર ટાંગતા અને તેવી સ્થીતિમાં તેનો પોશાક બદલતા, આ ખેલ લોકોને એટલો પ્રિય થઇ પડયો કે ઉપરના બે ખેલાડીઓના ખેલ વખતે તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં નાટક શાળાઓ ચીકાર ભરાઇ જતી પાછળના વરસોમાં કેટલોક તેમાં યાંત્રિક સુધારો કર્યો જેથી તે સ્ત્રી પોતાની મેળે ઉભી સ્થીતિમાંથી આડી સુઇ રહે છે. હાલમાં પણ આ ખેલ મેસમેરીઝમના પ્રયોગથી કરીબતાવવામાં આવેછે આ ખેલની કીમત જે પચાસ રૂપીયા રાખી છે તે તેની, બનાવટ, શોધ અને મહેનતના પ્રમાણમાં કંઇજ નથી એમ નજરે જોવાથી ખાત્રી થશે.

જાદુઇ પંખો ( મેજીકફેન ) કીમત ૧૦) દસ રૂપીયા.

આ એક અજાયેબ દેશી કારીગીરીથી બનાવેલો દીલને ખુશ કરનાર મનરંજન પંખો છે, દીવાનખાનામાં, ઓફીસમાં પોતાની બેટકી જગ્યોમાં અને દુકાનમાં રાખવા લાયક એક અપુર્વ અદભુત શોભાયમાન ચીજ છે, બે ઘડી જીવને આનંદ આપનાર એક ગમત સાથે તબીયતને બહેલાવનાર રાજામહારાજા અમીર ઉમરાવ તથા ગૃહસ્થ વર્ગના લોકોને વાપરવા માટે હમોએ ખાસ નવીજ રીતેથી

તૈયાર કીધેલો છે. આ પંખાને એક જગ્યાએ રાખવાથી તે પોતાની મેળે ચાલ્યા કરેછે, વળી તેની ચાર પાંખડીપર રંગબેરંગી ફુલ ગોટા તથા ભરતકામ કરેલું છે તે સાથે તેના થડમાં વિચીત્ર ફુલઝાડ વેલ બુટા સાથે તથા પાંખડી પાનડાળી વીગરે બનાવી શુશોભીત કરેલ હોવાથી ખુબ આનંદ અને મજાહ આપેછે. દરેક જતા આવતા જોનારનું ખાસ ધ્યાન તે પોતા તરફ ખેંચે છે, અને તેને પોતાની મેળે ચાલતો હોવાની ખુબીને લીધે ભારે અજાયબી અને વિચારમાં પડે છે. પંખાનું વજન તથા કદ વધુ હોવાથી, અગાઉથી પૈસા મોકલી આપનારને રેલવે પારસલથી મોકલવામાં આવશે શોખીન મહાશયોને આ એક વાપરવા લાયક ઉમદા ચીજછે.

તમેસમાતિક હેડ ( કેદ ) કરવાનું પાટીયું કીંમત રૂપીયા ૧૫) પંદર.

આ ખેલ પણ અધર પરીની માફકજ તાજુબી અને નવાઇ ભરેલો છે. જે જોનારાઓને અતીશય વિચારમાં તેમજ અનેક જાતની વિચિત્ર શંકાઓમાં ભુલાવો ખવાડયા સિવાય રહેતો નથી. એક લંબ ચોરસ ત્રણ આંગળ જાડુ પાટીયું બે હાથ લાંબુ અને દોઢ હાથ પહોળુ હોયછે તેને ત્રણ બાકાં એક ગરદન અને બેહાથ માટે પાડેલાં હોયછે તથા એક લાંબો કાપ ( ચીરો ) હોયછે તેને એક છેડે મધ્યમાં ઉઘાડવાસ થવા માટે મજબુત મજાગરૂ તથા બીજે છેડે નકુચો સાંકળ તાળા સાથે હોયછે, આ પાટીયામાં માણુસને ગરદન તથા બેહાથ ઘલાવી તેને વાસી બંધ કરી તાળુ મારી ખાત્રી માટે સીલપણ કરાવવું. આમાં કેદ થયેલ માણુસ કોઇ પ્રકારે નીકળી શકે તેમ છેજ નહી, એવી રીતે મજબુત બંધ કરવામાં આવ્યો છે, આવી રીતની તમામ માણુસોને ખાત્રી થઇ ચુકી છે, છતાં આવી સખત હેડમાંથી બીન ધાસ્તીથી તે માણુસ છુટી જાય છે, એવી તેમાં અજાયેબ કરામત અને ખુબી છે.

**પ્લેઈંગ કાર્ડસ ઓફ મેજીકટ્રીક્સ-ગંજીફાના જાદુઈ ખેલો માત્ર દસ રૂપીયા મોકલવાથીજ શીખવવામાં આવશે.**

ગંજીફાના ખેલો અને તેની સાધારણ રમતો દુનીયાના નાના મોટા સઘળા દેશોમાં સારી રીતે જાણીતી છે, અને તેની ઘણીએક જાતની મનરંજન ખુબીઓ માણસોએ પોતાની તર્કશક્તિ અને મગજની બુદ્ધી પ્રમાણે અનેક તરેહની બેસારેલી પણ છે, તોપણ એટલુંતો ખરૂંજકે ? મેજીક ( જાદુઈ કૃતી સર્વેથી જુદીજ અને નીરાળી છે, સેંકડો ચાલાક અને બુદ્ધીવાન મનુષ્યો પણ ખરો ઉસ્તાદ ( ગુરૂ ) કીધા વગર તેની ખરી ખુબી અને છુપા ભેદો કદીપણ તે જાણી શકતોજ નથી. એવું મારા જાતી અનુભવ અને લાંબા વખતના ખરા પ્રયાસથી સીદ્ધ થયુંછે, આવી ગંજીફાની રમતો અને અજાયેબ ભરેલી ચમત્કારીક ખુબીઓ દરેક મનુષ્યે અવશ્ય જાણવી જરૂરની છે. અમીર અને ગૃહસ્થ લોકોને પોતાના મિત્રમંડળ અને સ્નેહી વર્ગમાં બે ઘડી ગમતની ખાતર નીરૂદ્યોગીને વગર પૈસે ઉદ્યોગ કરી પૈસો મેળવવા તેમજ પોતાના ઉપરી, રાજા, મહારાજા, અમીર ઉમરાવ, શેઠ શાહુકારોને એક ચમત્કારીક કૃતીમ મંત્રબળથી મનરંજન અને આશ્ચર્યમાં ગીરફતાર કરવા એક સુગમ રસ્તો છે, આ ખેલો સાધારણ સમજતા નહી પરંતુ હજારો મનુષ્યો આવી મેજીકની ખુબી આગળ તદન અજ્ઞાન અને બાવરા બની જઈ ઘણીક જાતની ભ્રમજાળમાં પડી વિચાર વમળમાં ગોથાં ખાયા કરેછે. તેની ખરી સાબીતી જ્યારે આપ સંપુર્ણ રીતે જાણશો ત્યારેજ ખાત્રી થશે આવા ખેલો શીખવાથી મગજની વિચારશક્તી, દ્રષ્ટીનું ચકોરપણું અને હાથની કસરતની સફાઈ એવીતો દ્રષ્ટીગોચર થાય છે કે જોનારાઓને તદન મંત્રબળ અને દેવતાઈ સીદ્ધી ખરીજ માનવી પડેછે સાહેબો ? આપ એમ નહી

ધારતા કે આ કામ કેટલી મુસીબતે અને કેટલે વખતે આવડશે પણ ના, ના, તેનાંતો માત્ર ઉસ્તાદીનો ફી મોકલી ઉસ્તાદની કુંચી (ચાવી) મેળવવાનીજ વાર છે, જેમ ચાલુ ઘડીઆળને માત્ર કુંચી આપવાથીજ તુરત ચાલતું થાય છે, તેમ તમને પણ તેટલીજ વાર લાગવાની સેકડો રૂપીઆ ખરચ થતાં પણ નહી મળી શકે તેવો કીમતી લાભ માત્ર દસ રૂપીયાની નજીવી કીમતમાં આર્યબધુઓને ખસ દીલથીજ આ વાતે પ્રસીદ્ધીમાં મુકયો છે.

## ગ્લાસ કાપવાનો અજાયબ પ્રયોગ.

માત્ર પાંચ રૂપીઆ મોકલી આપ્યાથી સીખવવામાં આવશે, ગ્લાસ (કાચ) કાપવાને હીરાકણી તેમજ બીજી પણ ઘણીક રીતો છે. પરંતુ માત્ર તે સ્ટ્રેટ લાઇન ( સીધીલીટીમાં ) કાપી શકાય છે, પણ આ એક નવીન પ્રકારની કરામત માલુમ પડી છે. જે દરેક જોનારને નવાઇ અને હેરત પમાડે છે પાણી પીવાના સાદા કાચના ગ્લાસને એવી રીતથી કાપવામાં આવે છે કે દરેક જોનારને અજાયબી લાગ્યા વગર રહેજ નહી વળી તે એટલો બધો કાપેલો હોવા છતાં તેમાં પાણી ભરવાથી તે બહાર નીકળતું નથી. આ ગ્લાસપર આંબળા ભાત, વેલ ભાત, લહેરીયા ભાત વીગેરે ઘણી જાતની કાંગરીથી પાંચ સાત લાઇન ગોળાકાર ફરતી કાપી કઢાય છે, જે ખુબીદાર હોવાથી રાજા મહારાજા તથા ગૃહસ્થ વર્ગને દીવાન ખાનામાં તેમજ દુકાનમાં રાખવાને એક શોભા રૂપ પોતાની હસ્તક્રીયાની બનાવટની જોવાલાયક કારીગીરી છે, ગરીબોને તેથી પૈસા મેળવવાને તે એક ધંધારૂપ સાધન છે, કારણ આવા ગ્લાસો અમીર, ગૃહસ્થોને ઇનાયત કરવાથી તેની કદર પ્રમાણે સારી કીમત મેળવી શકેછે, આવો ઉપયોગી દેશી કારીગીરીનો પ્રયોગ શીખવાને અમારા આર્ય બંધુઓ તેપર પોતાનું ધ્યાન આપશે.

**મેજીક લૅંટર્ન**—કીમત નંબર ૧ રૂ ૧૦) નં. ૨ રૂ ૫) પાંચ આ એક અજાયબ જાદુઇ ફાનસ છે. જેના વડે હાલમાં પણ ઇગ્રેજ લોકો અહીંથી સેંકડો રૂપીયા પેદા કરીને લઇ જાય છે, તેમાં એક બત્તી તથા ત્રણ સુક્ષ્મ દર્શક કાચ રાખવામાં આવે છે, તેને સળગાવી ફાનસને અંધારામાં રાખો તથા સામે એક વાદળીયા અગર કાળા રંગનું કપડુ લટકાવો, બાદ ફાનસમાં તસ્વીરો મુકતા જાઓ. પછી તેની મજાહ જુઓ ? કેવાં અનેક પ્રકારનાં પશુ. પક્ષી, જંગલ મકાન બગીચા અને ફરતા મનુષ્યોની હાલ ચાલ દેખાય છે તમાસાનો તમાસો અને રૂપીયા કમાવાનો સીદ્ધો રસ્તો છે, ફાનસ સાથેનો સઘળો સામાન તથા એક ડઝન પીકચરો સાથે કીમત અગાઉથી ઉપર પ્રમાણે મોકલવાથી રેલવે પારસલથી મોકલી શકાશે—ટપાલ રેલવે ખર્ચ વધુ છુટક વધુ તસ્વીરો મંગાવવી હશેતો ડઝનના રૂ ૨) બેથી મળશે.

## જાદુઇ ડબી—કીંમત રૂપીયા ૨) બે.

કેવી મજાહદાર અને ખુબસુરત ચીજ વીલાયત વાળાઓએ બનાવી છે જેની તારીફ કરવી વૃથા છે, કોઇ ચીજ આ ડબીમાં નાંખો પછી તેને. ૧-૨-૩ બોલી ઉઘાડશો તો, તેમાં નાંખેલી ચીજ અકસ્માત ગુમ થશે. બાદ સર્વેને દેખાડો કે આમાં તે ચીજ મુદ્દલ નથી, પછી બંધ કરી ૧-૨-૩ બોલી ચલ આવ એમ કહી તેને ઉઘાડવાનો ઝટકો મારતાની સાથેજ તે ચીજ આવી હાજર થશે.

## જાદુઇ ચપ્પુ (છરી) કીંમત રૂપીયા ૨) બે.

આ પણ એક શોભાયમાન ઉપયોગી ચીજ અજાયબ કારીગીરીથી જર્મન લોકે બનાવી છે, ચપ્પુમાં એવી કળ લગાડેલી છે જેથી તેને પેટમાં યા હાથમાં દબાવતાં તે હાથાની અંદર ઘુસી જાય છે. પછી પાછુ ધીમેથી છોડી દેવાથી બહાર નીકળે છે. આ ચ-

ખ્યુ એવી રીતે બનાવેલો છે, જે અસલ ચપ્પુમાં કંઇજ ફેર નથી એવી રીતે સૌના જોવામાં આવે છે. વળી તે એક પંથ દો કાજ એ કહેવત પ્રમાણે તે તમાસાના કામમાં તથા વાઢવા કાપવાના ઉપયોગમાં પણ તે વાપરી શકાય છે.

## વિશ્વકર્મા કલમદાન કીંમત રૂપીયા ૨) બે.

એક ઉપયોગી ચીજ મંગાવો ? દેશીકારીગીરીનો અદ્દભુત નમુનો મંગાવો ? દેશીકારીગરો શું નથી બનાવતા ? કદિ જો તેમને સહાયતા આપી ઉત્સાહ વધારવામાં આવે તો ઘણાં સરસ યંત્રો પણ બનાવી શકે છે, આ કલમદાનમાં કારીગીરીની એવી વિચિત્રતા બનાવી દેખાડી આપી છે કે તેને જોતાં અચંબીત થવું પડે છે, કદાપિ જો આ કલમદાન અમેરિકન કોઇ કારીગરે બનાવી મોકલી હોત તો વિદેશી હોવાથી રૂ. ૫) પાંચથી પણ અધીકતાથી વેચાત પરંતુ તે દેશી હોવાથી માત્ર બેરૂપીયાથી મળી શકે છે, તેમાં ત્રણ આક્ષરો મુકવામાં આવ્યા છે તેને અમુક જગ્યાએ ખસેડવાથી વિચિત્ર દેખાવ સાથે બીજુ રૂપ પકડે છે. ચાકુ. દવાત–પેનસીલ–કલમ કાગળ વીગેરે ચીજો તેમાં રાખી શકાય છે.

## વાસુદેવ પ્યાલો કીમત રૂપીઆ ૨) બે.

વૈષ્ણવધર્માભીલાષી બંધુઓને ઘણોજ ઉપયોગી અને કીમતી, આ એક સુંદર નીકલના પ્યાલાની અંદર વાસુદેવે તેડેલા કૃષ્ણની સાથેની મુરતી બેસાડેલી છે. આમાં એક અજાયેબ કરામત દેશી કારીગીરીથી બનાવેલી છે, આ પ્યાલામાં તમે પાણી ગમે તેટલું રેડશો તોપણ બુંદ માત્ર પાણી તેમાંથી નીકળવા પામશે નહી પણ જ્યારે તે પાણી વાસુદેવે તેડેલા કૃષ્ણના પગે સ્પર્શ કરસે કે તુરતજ તે સઘળુ પાણી એકદમ પ્યાલામાંથી નીકળી જઈ ખાલી

થશે, આ પ્યાલો મંગાવવાથી શ્રીકૃષ્ણની પાવત્ર સેવા સાથે એક રમુજી ખેલનો ખેલ પણ જોવાય છે—આ પ્યાલો ખરેજ જોવાલાયકછે.

**ભેદ ભરેલી હવાઇ ચકલી કીંમત માત્ર એક રૂપીઓ.**

આ એક સાદાપણ માણસોની અકલને ભુલાવો ખવાડનારી લાકડાની ચકલી અદ્ભુત ખુબીવાળી બનાવેલી છે, જોતા જતાં તેનો તમાસો અજાયેબ પમાડે તેવો છે, કારણ આ ચકલીના માથા તરફના ભાગપર એક ચપટી લાંબી પટી લોખંડ યા ખાપોટની મુકી તેના બંને છેડે દસશેર અધમણ વજનના પથર યા લાકડાના ટુકડા અથવા પાણી ભરેલા બે ઘડા અગર કેળામાં અથવા આરીયા (ચીભડા) માં સામસામી બે છરીઓ ઘાલી તેને પથર ટંગાવવો વિગેરે મનપસંદ લાગો બાંધી તેની નીચેને પુછડી વાળો છેડો કોઇ પણ ઉચાણની સપાટ જગ્યામાં મુકવા છતાં તે નીચે પડવાને બદલે, ઉંચી થતી જાય છે, તથા તે ઝોલા ખાયા કરે છે, લોકો જાણે છે કે આટલું બધુ વજન છે તેથી હવડાં પડશે હવડાં પડશે એમ ધારે છે પણ બધાઓનું સમજવું ભુલ ભરેલું થાય છે અને આ હવાઇ ચકલી આટલું બધું ભારે વજન ઉપાડી છેડેથી ઉચી થતી ઝોકાં ખાયા કરે છે, વળી તે દરેક જગ્યાએ છુટી હોવાથી મુકીને બતાવી પણ શકાય છે, આ ખેલ મીજલસ—મેળાવડા જલસા તેમજ મહોરમ વીગેરેના તહેવારોમાં કરવાથી ખુબ ગમત અને મજાહ આપે છે વળી તે સાથે તેને જાણવાની ફી પણ માત્ર એકજ રૂપીઓ રાખેલીછે.

**હજામત બનાવવાની કળ (યંત્ર) કીમત રૂ ૩) ત્રણ.**

ઘણી વખત હજામને ખોળવામાં તથા તેને બોલાવવામાં ઘણીજ મુશીબત અને પીડા ભોગવવી પડે છે, તેમ ઘરોઘર ખોળવાને ફાંફાં મારવાં પડે છે. પરંતુ આ કળ મંગાવવાથી સઘળી પીડા દુર

થાય છે આ કળને આસ્તે આસ્તે ફેરવવાથી હજામત એટલી જલદી અને સાફ થાય છે કે તેટલી વારમાં નાઇ વાળપણ પલાડી શકતો નથી આ ઉપયોગી ચીજ દરેક જણને મંગાવવા તથા વાપરવા લાયકની એક વીલાયતી કળ છે.

**(મેજીકસ્ટીક (જેબીછડી) કીમત રૂ ૫) પાંચ.**

દેશી કારીગીરીનો અદ્ભુત નમુનો આ જેબી છડી એક હીંદુસ્તાનના પ્રસીદ્ધ કારીગરે તૈયાર કરી છે રાજા મહારાજા અને અમીર. ગૃહસ્થોને ખાસ વાપરવા લાયકની એક ખુબ સુરત ઉમદા ચીજ છે, આ છડી ત્રણ ચાર ફુટ લાંબી થાય છે તથા તેની એક સ્પ્રીંગ દાબવાથી ડબીના આકારમાં બની જાય છે જેથી તે ખીસામાં પણ રાખી શકાય છે એ રીતે સોટીની સોટી અને ડબીની ડબી બનવા સાથે વાપરવા લાયકની શોભાયમાન ચીજ છે જેની ખુબી મંગાવી જોવાથીજ ખાત્રી થશે.

**ભુતનો ભરમ યાને સિદ્ધ વૈતાળ કીમત રૂ. ૫) પાંચ.**

**ભુતનો ગોટો**—આપણા બને હાથ પાછળથી બંધાવી તે ઉપર ખાત્રી માટે સીલ પણ કરાવવું. તથા આપણી જોડે એક માણસને આંખે પાટા તથા હાથ બાંધી બેસારવો, આટલું સખત કામ કરવા છતાં પણ ભુતની સહાયથી. ટોપી પહેરેલો કોટ કાડવો, ચીરૂટ (બીડી) સળગાવીને પીવી પાણી ભરેલો ગ્લાસ નીચે હોવા છતાં માથા ઉપર લેવો વીગેરે આ બધુ કામ હાથ બાંધેલા કાયમ હોવા છતાં કરી શકાય છે.

**શીકારીની જાળમાંથી છટકી જવું**—એક લાંબી દોરીના બે છેડા સામા માણસના હાથમાં આપવા અને તેની આંટી આપણા એક હાથમાં નંખાવી બે હાથ ભેગા કરી તેને સારી પેઠે બંધાવવા બને તો ખાત્રી માટે સીલ પણ કરાવવું. આ બંને હાથ જો-

ડયા વગર હાથમાં નંખાવેલ આંટી કદી પણ નીકળનાર નથી કારણ દોરીના બંને છેડા સામા માણસના હાથમાં છે આવી દરેકને ખાત્રી થયા પછી આપણે ૧-૨-૩ બોલી એકદમ બીન હરકતે અકસ્માત તેમાંથી છુટા થઇએ છીયે આ બંને ખેલના માત્ર રૂ ૫) પાંચ લઇ શીખવવામાં આવશે. ખાસ ફંડના મેમ્બરો પાસેથી રૂપીઓ સવા લેવામાં આવશે.

નીચેના પ્રખ્યાત અને જાણીતા થયેલા અદભુત ખેલો. બ્યાજબી કીમતથી બનાવી આપવામાં તથા વેચવામાં અને શીખવવામાં આવશે.

**ખાસ**—ફંડના મેમ્બરોને પોણી કીમતથી શીખવવામાં તથા વેચાથી આપવામાં આવશે શોખીન અને ખંતીલા આર્યબંધુઓ આવો કીમતી લાભ મેલવવા અવશ્ય યત્ન કરશેજ.

**૧ ધી ઇન ઍગ્ઝોસ્ટીવ પ્લેટ ઓફ ફ્લાવર્સ**—ખાલી કીધેલ રકાબી પાછી ફુલોથી ભરવી.

**૨ ટ્રીકસવીથ હેન્ડ કરચીફ**—રૂમાલને હવામાં ગુમ કરી મંડળી અગર ખાલી શીશામાં કાઢવો.

**૩ કયુરીઅસ કૅનોપી**—અજાયેબ છત્રી ભઠીમાં નાંખેલા રૂમાલો છત્રીપર આવી જવા.

**૪ રાઇઝીંગ કાર્ડસ**-હુકમ પ્રમાણે કાર્ડના પાનાઓનું ઉપર આવવું.

**૫ ધી ટૉર્ન કાર્ડ રીપ્રોડયુસ્ડ**—ફાડી નાંખેલા કાર્ડના ટુકડાનુ પાછુ આખુ પાનુ કરવું.

**૬ મૅજીક સ્કલ**—ભવિષ્ય જાણનારી જાદુઇ ખોપરી.

**૭ ઓબીડીયન્ટ બૉલ**—મેસમેરીજમ ગોળો હુકમ પ્રમાણે ચડવું ઉતરવું.

**૮ ધી બ્રોકન પ્લેટ**-રકાબી ભાગી બંદુકના અવાજથી આખી કરવી.

**૯ ધી બર્ન્ટ પેપર રીપ્રોડયુસ્ડ**—સહીઓ વાળી ચીઠી બાળી નંખાવી આખી કરવી.

**૧૦ કૅાઇન્સ ફ્રોમ એહેટ**—રાબડ હાકસ ટોપી સીક્કા ફળ ફુલ મેવો મીઠાઇ કાઢવી.

**૧૧ ક્યુરીઅસ ફુલાવર્સ**—તલેસમાતીક ફુલો ભુસાનાં ફુલો કરવાં.

**૧૨ ધી મેજીક બૅાટલ એન્ડ કપ**—હુકમી ગ્લાસ બાટલી.

**૧૩ કલર ટ્રીકસ**—બે જાતના રંગ મિશ્ર કરી પાછા તેઓને જુદા કરવા,

**૧૪ એબીસ્કીટ ફ્રોમ ફ્લૅાઅર**—લોટ ભરેલી રકાબીની રોટલી પુરી બનાવવી.

**૧૫ ધી વૅાટર એન્ડ ટીટ્રીક**—ભુસો ભરેલા ગ્લાસમાં ચહા અને પાણીનુ થવું.

**૧૬ ધી ફ્લાઇંગ ગ્લાસ**—ગ્લાસને ગુમ કરી કોઇ પણ જગાએ કાઢવો

**૧૭ ઇન ઍગ્ઝોસ્ટીબલ બોક્ષ**—કુબેરનો ભંડાર મનપસંદ ચીજો કાઢવી

**૧૮ સોલોમન્સ રીંગ્ઝ**—જાપાનીસ કડીઓનો અજાયેબ તમાસો.

**૧૯ ધી કૅનરી બર્ડ કેઇજ**—જાદુઇ પાંજરૂ અને વિચિત્ર પક્ષી,

**૨૦ કાર્ડટ્રીકસ**—લીધેલા પાનાનાં નામો વગર જોયે કહીઆપવાં.

**૨૧ ફોટોગ્રાફીક પ્લેટ**—લીધેલા પાનાની ખાલી આરસામાં નકલ થવી

**૨૨ ધી મેજીક સોર્ડ**—પાનાનું અકસ્માત તરવારની અણીપર આવી જવું.

**૨૩ લવ્લી બોલ્સ**—નરમાદાના હુકમી ગોળા.

**૨૪ ટરનપીસીઝ રીસ્ટોર્ડ**—પચરંગી કાગળો ખાઇને તેને આખી પટીમાં કાઢવા.

**૨૫ મેજીકબોક્ષ**—એક ડબીમાં વીંટી રૂપીઓ ગુમ કરી ઈંડામાંથી અગર કપડાના દડામાંથી પાછો લાવવા.

ઉપરના ખેલો સિવાય બીજી ઘણી જાતના અજાયેબ ખેલો અને અદભુત તમાસાઓ મેસમેરિઝમ, ઈલેકટ્રીસીટી, આકર્ષણ પ્રયોગો જાદુઇ તલેસમાતો, બાગબાજીના તથા હાથ ચાલાકી વગેરેના પુષ્કળ અખતરાઓ ગુજરાતનાં કેટલાંક શહેરોમાં તેમજ રાજા રજવાડાઓમાં, ગૃહસ્થમંડળ, અમલદાર વર્ગોમાં, અને નાટકોના સ્ટેજપર ભજવી બતાવ્યાથી તે માટેનાં ઘણાંજ સરસ સરટીફીકેટો તથા માનપત્ર મળી ચુક્યાં છે તથા આગળ પણ પ્રસિદ્ધિમાં લાવવા અમારો પ્રયાસ ચાલુજ છે. જેનો ખરો ખ્યાલ રૂબરૂ જોવાથીજ માલુમ પડશે, આ ખેલો નાટકના સ્ટેજપર ત્રણ દીવસ જુદા જુદા બતાવી શકાય તેવી રીતે તૈયાર કીધેલા છે. આ ખેલો જો કોઇ પુરી રીતે માગશે તેમજ તેનો સામાન અમારે ત્યાંથી મંગાવશે અગર અમોને પોતાને ત્યાં બોલાવી બનાવરાવવા ચહાશે તો તે પ્રમાણે અમોને ખરચ માટેનો પુરો ચાર્જ (કીમત) મળવાથી તે પુરી રીતે મનપસંદ કામ કરી આપવામાં આવશે. વળી લગ્ન પ્રસંગ, મેળાવડા, જલસા, અને રાજા રજવાડાઓ તેમજ ગૃહસ્થ મંડળ મળીને અમારા ખેલો જોવા માટે તથા ભજવી બતાવા માટે બોલાવશે તો ખુશીથી અમોને આવતા જતાનું માણસો તથા સરસામાનનું ભાડુ અને અમારા એક રાત્રીના ખેલની વ્યાજબી ફી મળવાથી આવીને બતાવીશું.

વધારે વીગત માટે રૂબરૂ મળીને અગર કાગળ પત્રથી ચોકસ ખુલાસો માગવાથી જણાવવામાં આવશે.

**મુ. માણસા, પ્રોફેસર એચ. બી. શર્મા.**



## શ્રીમાન મહા મહોપાધ્યાય લંકાધિપતિ રાવણાચાર્ય પ્રણીત.

## અર્કપ્રકાશ—કીંમત રૂ. ૨ ) બે ૮. વી. પી. માફ.

આ ગ્રંથમાં મહાત્મા રાવણે મંદોદરી પ્રત્યે સર્વ પ્રકારના અર્ક કાઢવાની વિધિ સર્વ પ્રકારના અર્કના ગુણો, તથા જ્વર આદિક સર્વ રોગોમાં અર્કતેજ પ્રધાન રાખેલોછે, તથા વાજીકરણ, શિસ્નોત્થાન લીંગદ્રઢી કરણ, યોનીસંકોચન ગર્ભધારણ, ગર્ભનિવારણ, આકર્ષણ, વિદ્વેષણ, ઉચ્ચાટન, સ્થંભન, કૌતુક, મારણ, મોહન, અદ્રશ્ય, અગ્નિસ્થંભન, જળસ્થંભન, ઉન્મત્તકરણ વિદેશગમન, આવેશ વિધિ, વશીકરણ, મોહનવિધિક્ષુધાવર્ધન, ક્ષુધા નિવારણ, ચોરભયનિવારણ, સર્વપ્રકારસિદ્ધિ, તથા નાના પ્રકારના કૌતુકોનું વર્ણન, ઔષધગુણ–ધાતુ ઉપધાતુ, રસ ઉપરસ વિષ ઉપવિષ, તથા રત્ન ઉપરત્નનુ શોધન મારણ, આદિ અનેક ક્રિયાથી ગ્રંથને એવો આ ભુષિત કર્યો છે કે ? જેમ મણિનો પ્રકાશ થઇ રહ્યો ન હોય, જેની ટીકા સુપ્રસિદ્ધ કવિવર જગદુપકારક આયુર્વેદોધારક માથુર વૈશ્ય, લાલા શાલિગરામ વૈદ્ય. મુરાદાબાદ નિવાસી એ અત્યંત સરલ તથા મનોરંજન ભાષામાં શ્લોકનું ભાષાંત્તર કરેલુ છે કે જેથી સર્વ સાધારણ મનુષ્ય પણ ઘણી સહેલાઇથી સમજી શકે છે, પુસ્તકનુ કદ ડેમી આઠ પેજી પોણાબસો પૃષ્ટનુ છે, તથા પુઠું પાકું છીંટના કપડાથી મજબુત બાંધેલુછે. તે સિવાય બીજી ઘણી જાતનાં પુસ્તકો વ્યાજબી કીમતથી અમારે ત્યાંથી મળી શકશે.

મુ. માણસા.　　　　હરીલાલ ભગવાનલાલ શર્મ્મા.

# રસ મંજરી.

**શ્લોક સહિત ભાષાંતર કીંમત પોષ્ટેજ સુધાં માત્ર રૂ. ૧॥**

આ ગ્રંથમાં સંપુર્ણ રસ, ઉપરસ, ધાતુ, ઉપધાતુ, રત્ન ઉપ-રત્ન, વિષ ઉપવિષ આદિક સંપુર્ણ દ્રવ્યોનું વિસ્તાર પુર્વક શોધન, મારણ, જારણ નાના પ્રકારના તૈલોનું ખેંચવું, આયુર્વેદનાં લક્ષણ, ચિકિત્સા, વૈદનાં લક્ષણ, રોગનાં લક્ષણ, વાત પિત કફનું વર્ણન, ક્વાથ, ચુર્ણ, અવલેહ, ગુટીકા, મોદક, મંત્ર, યંત્ર, તથા રસ રસાયનાદિ દ્વારા વિસ્તાર પુર્વક ચિકિત્સા, કહેલી છે, જે રસ આ ગ્રંથમાં કહેલો છે તે બીજે કયાંઈ કહેલો નથી આ અપુર્વ ગ્રંથના રસાદિ યોગ સર્વ ગ્રંથકાર પોતાના ગ્રંથોમાં સગ્રંહ કરે છે. વળી આ ગ્રંથ સર્વ રસગ્રંથોમાં શ્રેષ્ટ તથા પ્રાચીન છે. તેનો એક એક પ્રયોગ રામબાણની સમાન તીક્ષણ છે જે વૈદની પાસે આ ગ્રંથ છે તેને બીજા અન્ય ગ્રંથોની આવશકયતા નથી. રોગનાં લક્ષણ એવી સહેલી રીતે કહેલાં છે કે સાધારણ માણુસ પણ સમજી શકે છે. વળી છેવટે વૈદ લોકોને કૌતુક દેખાડવા માટે રસાયણ વાજીકરણ, વિર્યસ્થંભન, દ્રઢીકરણ, વશીકરણ, છાયા પુરૂષ સાધન દ્રાવણ, મોહન, તથા પુષ્પ નિવારણ આદિકનું વર્ણન સારી રીતે કરેલું છે. શ્લોક પણ અત્યંત રમણિક અને મનરંજન છે.

વૈદ જનોને આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે. માટે અવશ્ય મંગાવી વાંચી જોવા કૃપા કરવી. બંને ગ્રંથ સાથે મંગાવનારને રૂપીયા ત્રણથી મોકલવામાં આવશે. પોષ્ટેજ માફ.

**માણુસા.** **ભ. પ્રો. એચ. બી. શર્મા.**